

॥ओ३म्॥

# पञ्च महायज्ञ विधिः

## વૈદિક નિત્ય કર્મોનું વિધાન.

કેટલાક આર્યભાઇઓની મદદથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,—

## આર્ય સમાજ-અમદાવાદ

આર્ય સંવત્સર—૧૯૭૨૯૪૯૦૨૨

શ્રીમદ્ દયાનંદાબ્દ ૪૦

માર્ગશીર્ષ શુક્લપક્ષ સંવત ૧૯૭૯વિ.

પ્રથમ વાર     પ્રતિ-૩૦૦૦

શ્રી મહાલક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસમાં ગીરધરલાલ
પ્રેમચંદ શાહે છાપ્યું-રીચીરોડ અમદાવાદ.



# આરતી.

ઓં [illegible] જય જગદીશ હરે (૨)
ભક્ત જનન કે સંકટ (૨) ક્ષણુમેં દુર કરે—ઓંજય૦
જો ધ્યાવે ફલપાવેં દુઃખ વિનસે મનકા—પ્રભુ દુઃખ ૨)
સુખ સંપત્તિ ઘર આવે (૨) કષ્ટ મિટે તનકા—ઓંજય૦
માત પિતા તુમ મેરે, શરણુગ્રહું કિસકી—પ્રભુ શરણુ [૨]
તુમ બિનઔરન કોઈ [૨] આશ કરું કિસકી—ઓંજય૦
તુમ પુરણુ પરમાત્મા તુમ અન્તર્યામી—પ્રભુતુમ૦
પરબ્રહ્મ પરમેશ્વર (૨) તુમ સબકે સ્વામી—ઓંજય
તુમ કરૂણાકે સાગર. તુમ પાલન કર્તા—પ્રભુ તુમ૦
મૈં મૂરખ ખલ કામી(૨) કૃપા કરો ભર્તા ઓંજય૦
તુમહો એક અગોચર. સબકે પ્રાણુપતિ—પ્રભુ સબકે૦
કિસ વીધ મિલું દયામય તુમકો મેં કુમાત—ઓંજય૦
દિનબંધુ દુખ હર્તા, તુમ રક્ષક મેરે—પ્રભુ તુમ૦
કરુણા હસ્ત બઢાઓ (૨) શરણુ પડા તેરે—ઓંજય૦
વિષય વિકાર મિટાઓ પાપ હરો દેવા— પ્રભુપાપ૦
શ્રદ્ધા ભક્તિ બઢાઓ (૨) સજ્જનોકી સેવા—ઓંજય૦

ઓમ્ શાન્તિ: શાન્તિ: શાન્તિ:.

## બ્રહ્મોપાસનાદિ પંચ મહાયજ્ઞ ( નિત્યકર્મવિધિ )

# ભુમિકા

સંધ્યો પાસનાદિ પંચ મહાયજ્ઞ વિધિ વિગેરે જે નિત્ય કર્મો વેદોક્ત રિતિએ કરવા જોઈએ, તે આ પુસ્તકમાં પ્રદર્શિત કરવામાં આવેછે,

નિત્ય કર્મો કરવાથી પરમાત્માના યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અને તે જ્ઞાન બળે આત્મા ઉન્નતિને પ્રાપ્ત થઈ શારીરિક સુખને સંપાદન કરે છે, અને શરીર આરોગ્ય રહેવાથી વ્યવહારિક અને પારમાર્થિક એ બેઉ પ્રકારના કાર્યોની સિદ્ધિ કરવાને આત્મા પ્રવૃત થાય છે, જેથી જીવાત્મા સાંસારિક અભ્યુદય સુખને તેમજ નિઃશ્રેયસ મોક્ષાનંદ સુખને પ્રાપ્ત કરવાને અર્થાત ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદની સિદ્ધિ કરવાને સામર્થવાન થાય છે, અને તેથી ધર્મ જીજ્ઞાસુ સ્ત્રી પુરૂષોનુ મનુષ્ય જીવન સફળ થાય છે,

આ નિત્ય કર્મો કરવામાં જે મંત્રોનો પાઠ કરવામાં આવે છે, તે મંત્રોના ઉચ્ચારણ શુદ્ધ કરતાં પ્રથમ શીખવું જોઇએ તે પછી તેમંત્રોના અર્થ સમજી લઇ પ્રત્યેક મંત્રનો આશય હ્રદયમાં ધારણ કરવો જોઈએ કે, જેથી ચિત્તવૃત્તિ પરમાત્માના ધ્યાનમાં સ્થિર રહે અને પોતાની ધારણા અને હેતુ સફળ થાય, વળી તેની સાથે પ્રત્યેક કર્મનું

વિધાન યથોકત કરવાનું પણ લક્ષમાં રાખવું જોઈએ. પ્રત્યેક સુજ્ઞ મનુષ્ય સમજે છે કે અંતઃકરણ પવિત્ર રાખી મંત્રાશય ધારણ કર્યા વિના અને તદ્વત્ કર્મનું વિધાન યથાવત્ ક્રિયાવિના મનોવાસના, અને ધારેલી યોજના પાર ઉતરે નહિ.

દરેક વૈદિક ધર્માભિમાની મનુષ્યે આ વેદોકત નિત્યકર્મ પાંચ પ્રકારનાં છે. જેને પંચ મહાયજ્ઞ વિધિ કહે છે, તે દ્વિજો એ અવશ્ય કરવાં જોઇએ. એ પંચ મહાયજ્ઞનાં નામ આ પ્રમાણે છે. ૧ ( **ब्रह्मयज्ञ** ) સંધ્યોપાસન ૨ ( **देवयज्ञ** ) અગ્નિહોત્ર૩( **पितृयज्ञ** )વિદ્યમાન પિતર લોકોની સેવા ૪ ( **भूतयज्ञ** ) બલીવૈશ્વદેવ ૫ **नृयज्ञ** ) અતિથિ લોકોની સેવા. આ તેનો અનુક્રમછે,

**નિત્ય કર્મ કરવાનું પ્રયોજન**—આ સંસારમાં વ્યવહારિક અને પારમાર્થિક એવાં બે પ્રકારનાં કર્મો મનુષ્યોને કરવાનાં છે, તેમાં વ્યવહારિક કર્મો જેમ નિત્ય અને નૈમિત્તિક એવાં બે પ્રકારનાં કરવા આવશ્યક છે, તેમજ પારમાર્થિક કર્મો પણ નિત્ય અને નૈમિત્તિક કરવાં આવશ્યક છે, તે મનુષ્ય માત્રે કરવાંજ જોઇએ. જેમ સંસારમાં અભ્યુદય ઐહિક સુખની પ્રાપ્તિ માટે નિત્ય નૈમિતિક કર્મો કર્યા વિના ચાલતુ નથી, તે પ્રમાણે નિઃશ્રેયસ પારમાર્થિક ( પૂર્ણાનંદ ) સુખની પ્રાપ્તિ

માટે પણ તે નિત્ય અને નૈમિત્તિક કર્મો કરવાંજ જોઇએ તે કર્યા વિના ફળની પ્રાપ્તિ થતી નથી માટે તે અવશ્ય કરવાંજ જોઇએ. તેજ ઇશ્વર પ્રણિત વેદોક્ત આજ્ઞા છે. અને સંસારના અભ્યુદય સુખને અને અન્તિમ ભાવિ-હિત ( મોક્ષાનંદ ) ને પ્રાપ્ત થવા, જે પુરૂષાર્થ કરવો એનુંજ નામ ધર્મ છે.

**સંધ્યોપાસન શબ્દનો અર્થ**—સંધ્યા શબ્દનો અર્થ સન્ધ્યાયન્તિ सन्ध्यायतं वा परब्रह्म यस्यां सा सन्ध्या।

જે વિધિમાં પરમાત્માનું સારીરીતે ધ્યાન કરાય અર્થાત કરવામાં આવે, તેનું નામ સંધ્યા " ઉપ " નામ સ-મીપનું છે અને " આસના " એટલે બેસવું, અર્થાત પરમાત્મા પાસે બેસવું, ( આપણા વિચારો જે દૂર દૂર ભમ્યાં કરે છે તેને પરમાત્માની સમીપમાં લઇજવા) તેને ઉપાસના કહેવામાં આવે છે.

**સંધ્યા બે કાળની છે**—જે સમયમાં સંધી થાય-છે. તેવા બે સમય છે. સવારે રાત દિનનો સંયોગ સમ-ય, તે પ્રાતઃસંધ્યા. અને સાંજરે દિન રાતનો જે સંયોગ સમય, તે સાયંસંધ્યા, વેદાદિ સત્શાસ્ત્રોમાં સંધ્યા બેજ કાળની છે. કાંઇપણ ત્રિકાળ સંધ્યાનું નામ નિશાન નથી. જો મધ્યાન્હ સંધ્યા માનવામાં આવે તો મધ્યરાત્રીને પણ માનવી પડે, પરંતુ એ સત્ય નથી તે સમય સાધનો પણ

નથી, માટે સંધ્યા પ્રાતઃકાળ અને સાંયકાળની શાસ્ત્રકારે એ માની છે,

પ્રમાણ—नातिष्ठति तुयः पूर्वाना पासते यस्तु पश्चिमाम ।

सशुद्र वहीष्कार्यः सर्वस्माद्विज कर्मण ॥

મનુ ભગવાન કહેછેકે અર્થ—જે મનુષ્ય પ્રાતઃકાળ અને સાંયકાળ સંધ્યોપાસન નથી કરતો તે શુદ્ર છે માટે તેને બ્રાહ્મણ ક્ષત્રી અને વેશ્યોના કર્મોથી વિરક્ત કરો, અર્થાત તે સમૂહથી બહાર કાઢી મુકો. વળી-

संध्या येन विज्ञाता संध्या येना नुण सिता ।

जीव माना भवेच्छुद्रो मृतः श्वाचैव जायते ॥

અર્થ—જે મનુષ્ય સંધ્યા જાણતો નથી, અને સંધ્યોપાસના નથીકરતો તે જીવનમાં, શુદ્ર સમાન છે અને મરી ગયા પછી કુતરાની યોનિ પ્રાપ્ત કરે છે, વળી શાસ્ત્રમ લખ્યું છે કે,

उपास्ते संधि वेलायां निशाया दिवसस्यच ।

तामेव संध्यां तस्मात्तु प्रवदन्ति मनीषिणः ॥

અર્થ—રાત્રી અને દિવસની સંધિ સમયે જે ઇશ્વરોપાસના કરવામાં આવે છે, તે ઉપાસનાને સંધ્યા કહેછે, કારણ કે તે ઉપાસના સંધિકાલમાં કરવામાં આવે છે સંધિએટલે જોડાવું છે. દિવસ અને રાત્રીના મેળાપ

સમયમાં કર્તવ્ય પણ જીવ અને ઇશ્વરના મેળાપનુંજ છે સંધ્યાની મહત્વતા જેવીવિચાર દ્રષ્ટિથી તથા શાસ્ત્ર દ્રષ્ટિથી છે, તેવીજ ઇતિહાસની દ્રષ્ટિથી એ રામાયણ બાલકાંડ ત્રીસમાં સર્ગના બીજા શ્લોકમાં કહ્યું છે કે ———
સવાર થતાં મહા મુની વિશ્વામિત્ર બેઉ શ્લોકન બોલતા હવા,

कौशल्या सुप्रभा राम पूर्व संध्या प्रवर्तते ।
उत्तिष्ठ नरशार्दुल कर्तव्य दैवमान्हिकम ॥
तस्यर्षेः परमोदारं वचः श्रुत्वा नरोत्तमौ ।
स्नात्वा कृतोदकौ वीरौ जपेतुः परमं जपम् ॥

અર્થ—હે ! કૌશલ્યાના સપૂત રામ ! પ્રાતઃકાળની સંધ્યાનો સમય છે. ઉઠો શ્રેષ્ઠનર, પ્રાતઃકાળનું દેવકૃત કરો તે બેઉ ( રામ લક્ષ્મણ ) શ્રેષ્ઠ નરો તે મહર્ષિના પરમઉદાર વચનને સાંભળીને સ્નાન કરી પરમજપ ( ગાયત્રી ) ને જપવા લાગ્યા—હવે બીજી વિચારણીય વાત એ છે કે શું સંધ્યા કેવળ પુરૂષ વર્ગેજ કરવી ? નહીં સ્રીઓને પણ અધિકાર છે,

જુઓ વાલ્મીકિય રામાયણ-

संध्याकाल मनश्यामा धुवमेष्याति जानकी ।
नदीचेयं शुभजला संध्यार्थे वरवर्णिनी ॥

**ભાવાર્થ**—સીતાજીની શોધમાં નિકળેલા હનુમાનજી કહે છે કે. આ સુંદર જળવાળી નદીના કિનારે સંધ્યા વેળાએ સંધ્યા કરવા માટે સીતાજી અવશ્ય આવશે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સીતાજી સ્ત્રી જાતી હતાં, તે સંધ્યા કરતાંહતાં તે માટે સ્ત્રીપુરૂષોએ પ્રાતઃ સાયં બંન્ને કાળની સંધ્યાકરવી જોઇએ અને તેજ વિધિથી અખંડાનંદની પ્રાપ્તિ થઈ શકે છે,

પ્રત્યેક મનુષ્યે ( સ્ત્રી પુરૂષે )રાત્રીના દસવાગે શયન કરવું અને પાછલી રાત્રે ચાર વાગતાં બ્રાહ્મમુહુર્તમાં ઉઠવું,

ब्राह्मे मुहूर्ते चो त्थाय कृत नित्यो दित क्रियः ॥ મનુ પ્રમાણ-

**અર્થ**-બ્રાહ્મમુહુર્તમાં ઉઠીને નિત્ય કર્મ કરો મનુસ્મૃતિમાં ઉપર મુજબ કહે છે,

પથારીમાંથી ઉઠી નિચે લખેલા પાંચ મંત્રો બોલવા,

બીછાનેથી ઉઠીને સવારે ધ્યાન ધરવાના મંત્રો,

॥ ऋग्वेद म० ७ । सू० ४१ ॥

॥ ओरेम् प्रातरग्निं प्रातरिन्द्रं हवामहे प्रातर्मित्रा वरुणा प्रातरश्विना । प्रातर्भगं पूषणं ब्रह्मण स्पतिं प्रात्स्सोम मुतरुद्रं हुवेम ॥ १

॥ प्रातर्जित भगमुग्रं हुवेम वयं पुत्र मदित विधर्त्ता ।

आघ्र श्विग्रं मन्य मानस्तुर श्चिद्राजा चिघ्नंभग भक्षीत्याह ॥२
॥ भग प्रणेत र्भग सत्य राधो भगेमां धिय मुदवा ददन्नः ।
भग प्रणोजनय गोभिरश्वैर्भग प्रनृभि र्नृवन्तःस्याम ॥३
॥ उतदानीं भगवन्तःस्यामोत प्रपित्व उतमध्ये अन्हाम ।
उतोदिता मघव न्त्सूर्यस्य वयं देवानां सुमत स्याम ४
॥ भगएव भगवां अस्तु देवास्ते न वयं भगवन्तःस्याम
तत्वाभग सर्व इज्जोह वीति सानोभग पुरएता भवेह ५

આ મંત્રો દ્વારા પરમાત્માની પ્રાથના ઉપાસના કરી પથારીમાંથી ઉઠવું અને પછી શૌચ, દંતધાવન, મુખપ્રક્ષાલન કરીને સ્નાન કરવું-

મનુ મહારાજ કહે છે કે—

અદ્ભિ ર્ગાત્રાણિ શુધ્યન્તિ, મનઃ સત્યેન શુધ્યતિ વિદ્યા તપોભ્યાં ભૂતાત્મા બુદ્ધિર્જ્ઞાનેન શુધ્યતિ ॥ મનુ અ૦૫૧૦૯

ભાવર્થ—શરીરને જળથી, મનને સત્યથી, જીવાત્માને વિદ્યા અને તપથી, અને બુદ્ધિને જ્ઞાનથી શુદ્ધ કરવી- શરીર શુદ્ધિની આપેક્ષાએ અતઃકરણની શુદ્ધિ અવશ્ય કરવીજ જોઈએ કેમકે પરમેશ્વરની પ્રાપ્તિનું ખરૂં અને સર્વોત્તમ સાધન એજ છે.

બાદ ગામ બહાર શુદ્ધ વાયુ જ્યાં વાતો હોય ત્યાં (કોશ દોઢ કોશ દુર)જઈ વ્યાયામની ક્રિયા કરીને યોગા-

ભ્યાસની રીતિએ એકાગ્ર ચિત્તવૃત્તિથી પરમાત્માની ઉપાસના કરવી- ત્યાર બાદ જો બની શકે તો તેજ જગોએ સંધ્યોપાસનાનો આરંભ કરવો, અથવા જો તેમ કરવું અનુકુળ ના પડે તો સુર્યોદય પહેલાં ઘેર આવી શુદ્ધ એકાંત જગોએ બેસી સંધ્યોપાસનાનો પ્રારભ કરવો કે જેથી મન અન્ય પદાર્થ પર આકર્ષિત ન થાય.

બ્રહ્મયજ્ઞ (સંધ્યા) વિધિ પૂરી કરી અગ્નિહોત્ર શરૂ કરવો. કે જેથી હવા શુદ્ધિ, તથા વિદ્વાનોનો સહવાસ ઇત્યાદિ અનેક પ્રકારના લાભો પ્રાપ્ત થાય છે, બાદ પિતૃયજ્ઞ કરવો કે જેથી માતાપિતા, વડીલોની સેવા સુશ્રુષા અને વસ્ત્ર ઈત્યાદિ પદાર્થોથી તેમની તૃપ્તિ થાયછે, બાદ ભૂતયજ્ઞ કરવાથી અન્ય પ્રાણીઓની તૃપ્તિ થઈ ઉપકાર થાય છે; અને છેલ્લો અતિથિ યજ્ઞ છે, તે કરવાથી વિદ્વાન, સન્યાશિ, મહાત્માઓની સેવા અને જ્ઞાનનો લાભ થાય છે.

ઉપર જણાવેલા પંચ મહાયજ્ઞ એ આવશ્યક નિત્ય કર્મો છે. માટેદરેકધર્મજીજ્ઞાસુ ભાઇઓએ તે કરવાં જોઇએ,

ઇતિશમ્.

ओ३म्

## वैदिक संध्या विधिः ॥

अर्थात्,

### ॥ ब्रह्मयज्ञः ॥

પ્રત્યેક મનુષ્યે પવિત્ર સ્થાનમાં આસન ઉપર બેશી નીચેનો ગાયત્રી મંત્ર ભણીને શિખા બંધન કરવું કારણકે માથાના વાળ ગમેતેમ વિખરાયેલા હોવાથી ચિત્ત સ્થિર રહી શકતું નથી. માટે વાળને સ્વસ્થ કરવાથી ચિત્ત પ્રભુમાં સારી રીતે જોડી શકાય છે ( એક ચિત્ત થવામાં અનુકુળતા પડે છે )

॥ अथ गायत्री मन्त्रः ॥

ओ३म् भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि।
धियो योनः प्रचोदयात् ॥ य० ० ३६ म० ३ ॥

નીચેનો મંત્ર એક વખત બોલીને જમણા હાથમાં જળ લઇને એક આચમન કરવું. તેજ પ્રમાણે બીજી અને ત્રીજી વખતે પણ હાથમાં જળ લઇ મંત્ર ત્રણ વખત આચમન કરવાં. તે પ્રમાણે કરવાથી ગળામાં રહેલો કફ દૂર થઇને મંત્રોના ઉચ્ચાર સ્પષ્ટ થાય એ આચમન કરવાનો હેતુ છે, મંત્ર બોલતી વખતે તેના અર્થનો ખાસ વિચાર કરી મનન કરવું.

॥ अथ आचमन मन्त्रः ॥

ओ३म् शन्नोदेवीरभिष्टय आपो भवन्तु पीतये ।
शंयोरभिस्रवन्तुनः ॥ य०अ०३६ म० ११ ॥

અર્થ—સર્વનો પ્રકાશક અને સર્વ વ્યાપક ઈશ્વર મનોવાંચ્છિત આનંદ વાસ્તે અને પૂર્ણ આનંદની પ્રાપ્તિને માટે અમને કલ્યાણકારી થાઓ અને અમારા ઉપર સુખની વૃષ્ટિ કરો.

નીચેનો મંત્ર બોલીને દરેક ઇંદ્રિયને જમણા હાથની ટચલી આંગળીની જોડેની બે આંગળીઓ પાણીમાં બોળી સ્પર્શ કરવો. ઇંદ્રિય સ્પર્શનો હેતુ એ છે કે— ઈશ્વર પ્રાર્થનાથી બધી ઇંદ્રિયો સર્વદા બળવાન અને અને પવિત્ર રહે.

॥ अथ इंद्रिय स्पर्शः ॥

ओ३म् वाक् वाक् । ओ३म् प्राणः प्राणः। ओ३म् चक्षुः चक्षुः । ओ३म् श्रोत्रम् श्रोत्रम् । ओ३म् नाभिः । ओ३म् हृदय ओ३म् कण्ठः । ओ३म् शिरः । ओ३म् बाहुभ्यां यशोबलम् । ओ३म् करतल कर पृष्ठे॥

અર્થ—હે પરમાત્મા મારી વાણી અને જીભ શુભ વાણી બોલનારી થાઓ. મારી બંને આંખો સર્વ વસ્તુને પવિત્ર ભાવથી દેખે, મારા બંને કાન શુભ મંગળ ભા

ષણુનેજ સાંભળે, મારી નાભિ, હૃદય, કંઠ, શિર એ સવ પોતપોતાનું શુભ કામ કરે, અને હું બંને હાથથી દુષ્ટ લોકોને દૂર કરી શ્રેષ્ઠ લોકોનું પાલન કરી યશ અને બળની પ્રાપ્તિ કરૂં.

નીચેનો મંત્ર ભણી ટચલી આંગળીની જોડેની બે આંગળીઓ પાણીમાં બોળીને ઇન્દ્રિયોને માર્જન કરવું. તેમ કરવાથી શરીરમાં કંઈ પણ આળસ હોય તે દુર થઈ જાય ( ઠંડા પાણીમાં સતેજ કરવાનો ચમત્કાર છે ) અને પરમાત્માના પવિત્ર નામોનું સ્મરણ રહે.

॥ अथ मार्जन मन्त्राः ॥

शिरसि। ओ३म् भुवः पुनातु नेत्रयोः। ओ३म् स्वः पुनातु कण्ठे। ओ३म् महः पुनातु हृदये ओ३म जनः पुनातु नाभ्याम्। ओ३म तपः पुनातु पादयोः। ओ३म सत्यं पुनातु पुनश्शिरसि। ओ३म् ब्रह्म पुनातु सर्वत्रः॥

અર્થ—ભૂઃ ભુવઃ સ્વઃ મહઃ જનઃ તપઃ સત્યમ એ સર્વ બ્રહ્મનાં નામો છે. પ્રાણોના પ્રાણ પરમાત્મા અમારાં સર્વ પૂર્વોક્ત અંગોને પવિત્ર કરે, અર્થાત્ દુષ્ટ કર્મો માંથી સર્વ અંગોને દુર કરી શુભ કર્મોમાં પ્રેરે.

નિચેનો મંત્ર બોલી પ્રાણાયામ કરવો અર્થાત પરમા-

સને બેસી બે હાથને પગના ઘુંટણ ઉપર ગોઠવી અ. ગુઠાના મુળમાં આંગળીને વાળીને ગોઠવવી. પછી ટટાર બેસી જોરથી અંદરના વાયુને બહોર કાઢી જ્યાં સુધી તેને બહાર રોકી રખાય અર્થાત ગભરામણ ન થાય ત્યાં સુધી બહાર રોકી રાખવો. પછી ધીરે ધીરે અંદર લેવો, અને પછી તે વાયુને અંદર રોકી રાખવો પાછો બહાર કુહાડવો અને રોકવો. આપ્રમાણે દરરોજ ઓછામાં ઓછા ત્રણ વખત પ્રાણાયામ કરવા. પછી ધીરે ધીરે અભ્યાસ વધારતા જવું કે જે ૨૧ પ્ર ણાયામ સુધી કરી શકાય છે, પ્રાણાયામ કરવાંનો હેતુ એ છે કે—શારીરિક અશુદ્ધિનો નાશ થઈ મન આદિ ઈંદ્રિયો નિર્મળ તથા બળવાન થઈ જ્ઞાન મેળવવા શક્તિશાળી બને છે.

હાલના પૌરાણિક ભાઈઓની પેઠે નાક પકડવું નહીં બન્ને નસકોરાંથી ખુલ્લી રીતે, પવન લેવો અને કાઢવો. જ્યાં સુધી આ ક્રીયા ચાલે, ત્યાં સુધી નીચેના મંત્રનો અથ ધ્યાનમાં લેવો.

॥ अथ प्राणायाम मंत्राः ॥

ओ३म् भूः । ओ३म् भूवः । ओ३म् स्वः । ओ३म् महः ओ३म् जनः ।ओ३म् तपः ओ३म् सत्यम् ॥ तै०प्र०१० अ २७ ॥

આ મંત્રમાં આવેલા નામનો અર્થ આગળના શબ્દાર્થ

માં જોઈ લેવો.

નીચેના અઘમર્ષણ મંત્રને બોલીને પાપથી (પાપકર્મ કરવાથી) દુર રહેવા પરમાત્માની સ્તુતિ કરવી, અને તેના અર્થનો વિચાર કરી મનમાં ઠસાવવો, તેથી પરમાત્માનો મનમાં ડર રહે છે, અને પાપ કરવામાંથી બચી જવાય છે.

॥ अथ अघमर्षण मन्त्रः ॥

ओ३म् ऋतञ्च सत्यञ्चा भीध्दातपसोध्यजायत ।
ततो रात्र्य जायत ततः समुद्रो अर्णवः ॥ १ ॥
समुद्रादर्णवादधि संवत्सरो अजायत ।
अहो रात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ २ ॥
सूर्या चंद्र मसौ धाता यथा पूर्वम कल्पयत् ।
दिवञ्च पृथिवी चान्तरिक्ष मथो स्वः ॥ ३ ॥ ऋ०अ०८अ०८
व४ ॥

અર્થ—હું એ પૂર્ણ પરમાત્માનું ધ્યાન ધરૂં છું, જે અનન્ત જ્ઞાનમય પરમેશ્વરના સામર્થ્યથી સર્વ વિદ્યાનો ભંડાર વેદ શાસ્ત્ર અને ત્રિગુણાત્મક અર્થાત સત્વ રજ, અને તમ કારણરૂપ પ્રકૃતિ, કાર્યરૂપ થઈને પૂર્વ કલ્પની માફક ઉત્પન્ન થાય છે, એજ ઇશ્વરના સામર્થ્યથી મહારાત્રી જે પ્રલય પછી હજાર ચતુર્યુગ સુધી રહે છે,

તે પણ ઉત્પન્ન થાય છે, એજ પરમાત્માથી પૃથ્વી અને મેઘમંડળ તથા મહા સમુદ્રની ઉત્પતિ થઈ, અને તે પછી પૂર્વ સુષ્ટિની માફક સંવત્સર ઉત્પન્ન થયા સર્વને વશ કરનારા ઇશ્વરે સહજ સ્વભાવથી જગતની રાત્રી, દિવસ ઘડી, પળ, અને ક્ષણ, આદી પ્રથમની માફક રચ્યા છે,

સૂર્ય અને ચંદ્રમાને સર્વ જગતના ધારણ અને પોષણ કરનારે પૂર્વ કલ્પની માફક રચ્યા છે, અને સૂર્યાદિ લોકોના પ્રકાશ, પૃથ્વી અને સૂર્ય લોકોની વચમા જે લોકો છે તેમનો પણ ઈશ્વરે પૂર્વ પ્રમાણે રચ્યા છે,

તાત્પર્ય એ છે કે—વેદથી લઇને પૃથ્વી પર્યંત જે આ જગત છે તે સર્વ ઈશ્વરના નિત્ય સામર્થ્યથી પ્રકાશિત થયેલું છે, અને ઈશ્વર વ્યાપક રહીને અન્તર્યામી રૂપથી સર્વનાં પાપ અને પુણ્યને દેખી પક્ષપાત છોડીને સર્વને યથાવત ફળ આપે છે; એવું નિશ્ચિત જાણીને ઇશ્વરથી ડરીને સર્વ મનુષ્યોને યોગ્ય છે કે કદી પણ મન, વચન, અને કર્મથી પાપ ન કરવું ઉપર પ્રમાણે અઘમર્ષણ કર્યા પછી " शन्नोदेवी " મંત્રથી ત્રણ વખત આચમન કરવું, અને મંત્રના અર્થનો વિચાર કરવો,

એ પ્રમાણે કર્યા પછી નીચે લખેલા "મનસા પરિક્રમા" ના છ મંત્રોથી હરેક દિશા તરફ હાથ જોડીને પર-

આત્માને સર્વવ્યાપક જાણીને તેનું ચિંતન કરવું.

॥ अथ मनसा परिक्रमा मन्त्राः ॥

ओ३म् प्राचीदिगग्निरधिपतिं रसितो रक्षितादित्या इषवः । तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तुऽयोऽस्मान्द्वेष्टि यं वयं ं जम्भे दध्मः ॥

अथ॰कां३अ०६व०१७मं१ ॥

અર્થઃ—પૂર્વ દિશામાં જે અગ્નિ જ્ઞાનરૂપ અધિપતિ સર્વ જગતનો સ્વામી બંધન રહિત ક્ષમા કરનારો છે. જેનાં બાણ સૂર્ય-આદિત્ય-નાં કિરણો છે, એ સર્વ ગુણોના અધિપતિ ઈશ્વરને અમે લોકો વારંવાર વંદન કરીએ છીએ. જે ઇશ્વરના ગુણ અને તેના રચેલા પદાર્થ જગતની રક્ષા પોષણ કરનાર છે, અને પાપીઓને બાણ સમ પીડા કરનાર છે, તેને અમે વંદીએ છીએ, એવા કારણથી કે જે પ્રાણી અજ્ઞાનથી ધાર્મિક પુરૂષનો દ્વેષ કરે છે, એ સર્વની બુરાઇને એ બાણ રૂપી કિરણોના મુખની વચ્ચે બાળી નાખે છે, કે જેથીઅમે લોકો કોઈની સાથે વેર ન કરીએ, અને કોઈ પણ પ્રાણી અમારી સાથે વેર ન કરે, અને અમે સૌ લોકો પરસ્પર મિત્રતાથી વર્તિએ.

ओ३म् दक्षिणा दिगिन्द्रोऽधिपति स्तिर श्चिराजी रक्षिता पितर इषवः तेभ्यो नमो ( शेष पूर्ववत )

પાછલા મંત્રમાં છે તેપ્રમાણે ॥૨॥

॥અથર્વ૰કાં૩અ૦૬વ- ૨૭ મં૦૧ ॥

અર્થ—દક્ષિણ દિશાનો અધિપતિ ઇંદ્ર કે જે પૂર્ણ ઐશ્વર્યવાળો છે, જે પદાર્થ કીટ પતંગ, વૃશ્ચિક વિગેરે જે તિર્યંક કહેવાય છે, તેમની જાતથી રક્ષણ કરનારો એક પરમેશ્વર છે. જેની સૃષ્ટિમાં જ્ઞાની લોક બાણની માફક છે, તે ભ્યો નમો........વિગેરેનોઅર્થ પાછલા મંત્ર પ્રમાણે છે માટે ત્યાં જોઇ લેવો.

આ૨મ્ પ્રતીચી દિગ્વરુણોऽધિપાતિઃ પૃદાકૂ રાક્ષિતાન્ન મિષવઃ તે ભ્યો નમો—( શેષ પૂર્વવત ) ॥ ૩॥

અથ૰કાં૦૩અ-૬વ-૨૭મ૦૪ ॥

અર્થ—જે પશ્ચિમ દિશા અર્થાત્ આપણી પુંઠના ભાગે છે ત્યાં વરૂણ જે સર્વથી ઉત્તમ સર્વનો રાજા પરમેશ્વર છે જે મોટા અજગર અને સાપ આદિ ઝેરી પ્રાણીઓથી રક્ષા કરનારો છે, જેનો અન્ન અર્થાત પૃથિવ્યાદિ પદાર્થ બાણોની માફક શ્રેષ્ટોની રક્ષા અને દુષ્ટોના તાડન-શિક્ષા-નું નિમિત્ત છે. (તે ભ્યો નમો .... પછલા મંત્રમાં છે તે પ્રમાણે )

ओ३म् उदीची दिक्सोमोऽधिपतिः स्वजो रक्षिता शनिरिषव, तेभ्यो नमोः—( शेष पूर्ववत् )अथ०कां३अ-६व२७मं-॥४॥

અર્થ:—ઉત્તરદિશામાં સોમ અર્થાત્ શાંત્યાદિ ગુણોથી આનંદ કરાવનારા જગદીશ્વરનું ધ્યાન કરવું જોઇએ. જે અજન્મા રક્ષા કરનારો અને જેનાં બાણુ વિજળી છે. તભ્યો નમો.......... આગલા મંત્ર પ્રેમાણે છે. ત્યાં જોઈ લેવો.

ओ३म् ध्रुवादिग्विष्णु राधिपतिः कल्माषग्रीवो रक्षिता वीरुध इषवः तेभ्यो नमो........( शेष पूर्ववत् )॥ ५ ॥ अथ०कां० ३ अ-६ व- २७ मं ५॥

અર્થ—ધ્રુવદિશા જે આપણી નીચે તેમાં વિષ્ણું અર્થાત વ્યાપક નામથી પરમાત્માનું ધ્યાન કરવું જોઇએ. જેના લીલા રંગવાળા વૃક્ષાદિ ગ્રીવાની માફક છે. જેના બાણુની માફક સર્વ વૃક્ષ છે તે અધો દિશામાં અમારી રક્ષા કર( તે भ्यो नमो .......... આગળના મંત્ર પ્રમાણે અર્થ કરી લેવો- )

ओ३म् उर्ध्वादिग्बृहस्पति रधिपतिः स्वित्रो रक्षिता वर्ष मिषवः । तेभ्यो नमो ——( शेष पूर्ववत् )॥ ६ ॥ अथ० कां ३ अ ६ व- २७ मं० ६

અર્થ— જે ઉર્ધ્વ અર્થાત્ ઉપરની દિશામાં બૃહ-સ્પતિ જે વાંણીનો સ્વામી પરમેશ્વર છે, તેને આપણો રક્ષક જાણવો તેના બાણુની માફક વર્ષાદનાં બિંદુ છે. તેનાથી અમારી રક્ષા કરો. (તેભ્યો નમો....... )આગ-લા મંત્ર પ્રમાણે અર્થ કરી લેવો. )

નીચેના મંત્રોથી ઇશ્વરની સ્તુતિ તથા પ્રાર્થના કરવી.

॥ अथोपस्थान मंत्राः ॥

ओ३म् उद्वयं तमसस्परिस्वः पश्यन्त उत्तरम्।
देवं देवत्रा सूर्य्य मगन्म ज्योतिरुत्तमम् ॥ १ ॥
य०अ०३५ मं- १४ ॥

અર્થ—સર્વ અંધકારથી પૃથક પ્રકાશ સ્વરૂપ પ્ર-લયના પછી સદા વર્તમાન, દેવોના દેવ અર્થાત પ્રકાશ કરવાવાળામાં પ્રકાશક ચરાચરના આત્મા, જ્ઞાન સ્વરૂપ અને સર્વથી ઉત્તમ, આપને પ્રાપ્ત થવાને પ્રાર્થના કરીએ છીએ, આપ કૃપા કરીને શીઘ્ર પ્રાપ્ત થાઓ કારણકે આપજ અમારા રક્ષક છો,

ओ३म् उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः ।
दृशे विश्वाय सूर्यम् ॥ २ ॥ य०अ- ३३ मं- ३१॥

અર્થઃ—જેનાથી ઋગ્વેદાદિ ચારવેદ પ્રસિદ્ધ થયા

છે, અને જે પ્રકૃત્યાદિ ભૂતોમાં વ્યાપ્ત થઇ રહ્યો છે, જે સર્વ જગત્નો ઉત્પાદક છે તે પરમેશ્વર જાતવેદના નામથી પ્રસિદ્ધ છે, જે સર્વ દેવોના દેવ અને સર્વ જીવ આદિ જગતના પ્રકાશક છે. તે પરમાત્મોન વિશ્વવિદ્યાની પ્રાપ્તિ માટે અમે ઉપાસના કરીએ છીએ, જે કેતવ એટલે વેદની શ્રુતિ અને જગતના જુદા જુ । રચના આદિ નિયામક ગુણ જાણે છે, અને પ્રાપ્ત કરે છે, તે વિશ્વના આત્મા અંતર્યામી પરમેશ્વરનીજ ઉપાસના અમે સદા કરીએ છીએ બીજા કોઈની નહિ

ओ३म् चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः आप्रा द्यावा पृथिवी अन्तरिक्षꣳ सूर्य्य आत्मा जगतस्तस्थुषश्च स्वाहा॥ ३ ॥ य०अ०७म ०४२ ॥

અર્થ—પ્રાણી અને જડ જગતનો જે આત્મા છે તેને સૂર્ય કહે છે, જે સૂર્ય અને બીજા લોકોને ઉત્પન્ન કરી ધારણ અને રક્ષણ કરવાવાળો છે, જે મિત્ર અર્થાત રાગદ્વેષ રહિત મનુષ્ય તથા સૂર્યલોક અને પ્રાણના ચક્ષુને પ્રકાશ કરવાવાળો છે. બધા ઉત્તમ કર્મોમાં જે વર્તમાન તથા મનુષ્ય. પ્રાણ, અપાન અને અગ્નિનો પ્રકાશ કરનાર છે, તે અદ્‌ભુત સ્વરૂપ વિદ્વાનો ॥ હૃદયમાં

સદા પ્રકાશિત રહે છે. જે બધા મનુષ્યોનાં બધાં દુ:ખો નાશ કરવાને પરમ ઉત્તમ બળવાનછે. તે પરમેશ્વર અ-મારા હૃદયમાં યથાવત્ પ્રકાશિત રહે.

ओ३म् तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम
शतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतं प्रब्रवाम
शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदःशतात्
॥ ४ ॥ य- अ- ३६ मं- २४

અર્થ—જે બ્રહ્મ સર્વનો દ્રષ્ટા ધાર્મિક વિદ્વાનોનો પરમ હિતકારક તથા સૃષ્ટિ પૂર્વે, પશ્ચાત, અને મધ્ય-માં સત્ય સ્વરૂપ વર્તમાન રહે છે, અને સર્વ જાતનો કર્ત્તા છે, તેજ બ્રહ્મને અમે સો વર્ષ સુધી જોઇએ, જીવિ-એ, સાંભળીએ, અને તેજ બ્રહ્મનો ઉપદેશ કરીએ તથા તેનીજ કૃપાથી કોઇને આધીન ન રહીએ; તેજ પરમે-શ્વરની આજ્ઞા પાલન અને કૃપાથી સો વર્ષ ઉપરાંત અમે જોઈએ, જીવીએ, સાંભળીએ,અને સ્વતંત્રરહીએ, અર્થાત આરોગ્ય શરીર, દઢેન્દ્રિય, શુદ્ધમન, અને આનંદ સહિત અમારો આત્મા સદા રહે

॥ अथ गुरुमन्त्रः ॥

ओ३म् भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यंभर्गो देवस्य धीमहि
धियो यो नः प्रचोदयात् ॥य-अ- ३६मं० ३॥ऋ०मं३० ३सू०

६२ म- १०॥ एव चतुर्वेदेषु समानो मन्त्रः

અથ—( ओ३म् ) જો પરમેશ્વરનું મુખ્ય નામ છે, ( भूः ) જે સમ્પૂર્ણ દેહધારીઓનો પ્રાણદાતા તથા માણોથી પણ પ્રિય છે, ( भुवः ) જે ધર્માત્માઓના ક્લેશોનું નિવારણ કરે છે, ( स्वः ) જે સુખસ્વરૂપ છે, એ પરબ્રહ્મ પરમાત્માને કે જે સર્વ જગતનો ઉત્પાદક અને પાલક છે, જે ગ્રહણ કરવાને યોગ્ય છે. જે તેજસ્વરૂપ છે, તે દેવ જગદીશ્વરનું અમો ધ્યાન કરીએ છીએ જે અમારી બુદ્ધિઓને મલિન વાસનાઓથી હઠાવી ઉત્તમ કામોમાં પ્રેરણા કરે અને આકર્ષિત કરે,

તાત્પર્ય।—જે પરબ્રહ્મ પરમાત્માનું મુખ્ય સર્વોતમ નામ ओम છે. જે સઘળાં જંતુઓનો પ્રાણદાતા અર્થાત પ્રાણથી પણ પ્રિય છે, જે સજ્જનોના દુઃખોને દુર કરી નિત્યાનંદમાં રાખે છે, જે સર્વજ્ઞ સર્વવ્યાપી; સર્વ શક્તિમાન છે; જે અનંત બ્રહ્માંડોનું તથા તેના અંતર્ગત સંપૂર્ણ વસ્તુઓનું આદિકારણ, પાલક, તથા લયકારક છે; જે અત્યંત ગ્રહણ કરવા યોગ્યછે એ સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરંજન. નિરાકાર, નિરાધાર, નિર્વિકાર, અધર્મોદ્ધારક, ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારો છે, તેનુંજ અમે ધ્યાન કરીએ છીએ, કે તેજ અમારી બુદ્ધિઓને દુરાચારથી છોડાવીને સદાચારમાં સ્થિર કરે,

એ પ્રકારથી સર્વ મંત્રોના અર્થોથી પરમેશ્વરની સમ્યક ઉપાસના કરીને પછી સમર્પણ કરેકે હે ઈશ્વર દયાનિધે! 
આપની કૃપાથી જે જે ઉત્તમ કામ અમે કરીએ છીએ તે સર્વ આપને અર્પણ છે, જેથી અમે લોક આપને પ્રાપ્ત થઈને, **ધર્મ** જે સત્યન્યાયનું આચરણ કરવાનું છે, **અર્થ** જે ધર્મથી પદાર્થોની પ્રાપ્તિ કરવાની છે, **કામ** જે ધર્મ અને અર્થથી ઈષ્ટ ભોગોનું સેવન કરવાનું છે, અને **મોક્ષ** કે જે સર્વ દુઃખોથી છુટી સદા આનંદમાં રહેવાનું છે, એ ચારે પદાર્થોની અમને શીઘ્ર પ્રાપ્તિ થાઓ.

**॥ अथ समर्पण मन्त्रः ॥**

**ओ३म् नमः शम्भवायच मयो भवायच नमः शङ्करायच मयस्करायच नमः शिवायच शिवतरायच ॥य०अ०१६ मं० ४१**

**અર્થ**—જે સુખ સ્વરૂપ સંસારના ઉત્તમ સુખો આપનારો કલ્યાણનો કરનારો મોક્ષસ્વરૂપ, ધર્મયુક્ત કર્મોને જ કરનારો, પોતાના ભક્તોને સુખ આપનારો અને ધર્મનાં કામો કરાવનારો, અત્યંત મંગળસ્વરૂપ, અને ધાર્મિક મનુષ્યોને મોક્ષ સુ  આપનારો છે. તેને અમારા વારંવાર પ્રણામ છે

॥ इति सन्ध्योपासन विधिः ॥

## ॥ अथ द्वितिय देवयज्ञ अर्थात् अग्निहोत्र ॥

સંધ્યોપાસન કરી રહ્યા પછી અગ્નિહોત્ર કરવાનો સમય ગણ્યો છે તો તેને માટે (૧) કોઈપણ ધાતુ અથવા માટીના કુંડ કે જેનું માપ ૧૬ આંગળ ઊંડો ને ૧૬ આંગળ પહોળો ને નીચેથી ચાર આંગળ પહોળો (૨) એક ચમચો જે સોળ આંગળ લાંબો જેનો અગ્ર ભાગ અંગુઠાનાઅગ્રભાગ જેવો કોઈ ધાતુ યા કાષ્ટનો બનાવી લેવો. (૩) એક " આજય સ્થાલી " અર્થાત્ ઘી રાખવાનુ પાત્ર સોના ચાંદી યા લાકડાનું રાખવું. (૪) એક જળપાત્ર આચમની સાથે. (૫) ચિમટો સળગતા અગ્નિનો જરૂર પડે પકડવા યા ખસેડવા માટે. પલાશ, શમી, ઉદુમ્બરાદિ વૃક્ષનાં લાકડાં નાનાં નાનાં યજ્ઞમાં માય તેટલાં કરી રાખવાં સાથે સાથે ચંદન કાષ્ટ પણ યથા શકિત મુકવાં. ત્યાર બાદ ઘીને ગરમકરી ગાળી નાખવું કે વખતે કંઈ જીવ જંતુ હોય તે નીકળી જાય પછી એક શેર ઘીમાં ૧ રતી કસ્તુરી, ૧ માસો કેસર નાખીને આ પ્રમાણે ઘી તૈયાર કરી યથાશકિત હવન માટે એક પાત્રમાં જુદુ રાખવું. અગ્નિહોત્ર કરવા બેસતા પૂર્વે પૂર્વોકત સાહિત્યો લઈને બેસવું પછી નિચેના ત્રણ મંત્રોથી જમણા હાથમાં જળ લઈ ત્રણ આચમન કરવાં.

ओं अमृतोपस्तरणमसि स्वाहा ॥ १ ॥

ओं अमृतापिधान मसि स्वाहा ॥ २ ॥

ओं सत्यंयशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥ ३ ॥

પશ્ચાત્ ડાબા હાથમાં જળ લઇ જમણા હાથની છેલ્લી અંગુલિની પાસેની બે આંગળીઓથી નીચેના મંત્ર બોલીને અંગસ્પર્શ કરવો.

ओं वाङ्‌म आस्येऽस्तु ॥ આ મંત્રથી મુખનો સ્પર્શ કરવો.

ओं नसोर्मे प्राणोऽस्तु ॥ " " નાસિકાનો. " "

ओं अक्ष्णोर्मे चक्षुरस्तु ॥ " " બેઆંખોનો " "

ओं कर्णयोर्मे श्रोत्रमस्तु ॥ " " બે કાનનો " "

ओं बाह्वोर्मे बलमस्तु ॥ " " બેહાથનો " "

ओं उर्वोर्मओजोऽस्तु ॥ " " બેઆંખોનો " "

આ છેલ્લા મંત્રથી આખાઅંગને પાણી છાંટીસતેજ કરવવું,

ओं अरिष्टानि मेऽङ्गानि तनूस्तन्वा मे सहसन्तु ॥

पारस्कर गृ०का० ३ सू२९॥

ત્યાર પછી નીચેનો મંત્ર બોલી અગ્નિ યા કપુર સળગાવું

॥ ओ३म् भूर्भुवः स्वः ॥

યજ્ઞકુંડમાં અગ્નિ સ્થાપન નિચેના મંત્રથી કરવો.

ओं भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीव वरिम्णा। तस्यास्ते पृथिवी देवयजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥

य० अ० ३ म ५ ॥

નીચેના મંત્ર વડે તેના ઉપર થોડું કપુર તથા લાકડાના બારિક ટુકડા મૂકી પંખાથી અગ્નિ પ્રજ્વલિત કરવો.

ओं उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते सꣳसृजेथामयंच। अस्मिन्त्सधस्थे अध्युत्तरस्मिन् विश्वेदेवा यजमानश्च सीदत ॥

य० अ० १५ म ५४ ॥

પછી ચંદનની અથવા પલાશાદિ વૃક્ષની આઠ આગળ લાંબી એવી ત્રણ સમિધા લઈ નીચે લખ્યા પ્રમાણે મંત્ર બોલી અગ્નિમાં ચઢાવવી.

ओं अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्द्धस्व चेद्धवर्द्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये जातवेदसे इदन्नमम ॥ १ ॥

આ મંત્રથી એક સમિધા અગ્નિમાં અર્પણ કરવી,

ओं समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् । आस्मिन हव्या जुहोतन, स्वाहा ॥ इदमग्नये इदन्नमम ॥ २ ॥

ओं सुसमिद्धाय शोचिषे घृतं तिव्रं जुहोतन। अग्नये जात-
वेदसे स्वाहा॥ इदमग्नये जातवेदसे इदन्न मम ॥ ३ ॥

આ બન્ને મંત્રો બોલી બીજી

ओं तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्धयामसि। बृहच्छो
चायाविष्ठ्य स्वाहा॥ इदमग्नयेऽङ्गिरसे इदन्न मम॥ ४ ॥
य०अ०३मं १। २। ३॥

આ વડે ત્રીજી સમિધા અર્પણ કરવી,

આ પ્રમાણે સમિદાધાન કર્યા પછી યજ્ઞ માટે તૈયાર કરેલા ઘીમાંથી પાંચ આહુતિ નીચેનો મંત્ર બોલી અગ્નિમાં આપવી,

ओं अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्द्धय
चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा
इदमग्नये जातवेदसे—इदन्न मम ॥ १ ॥

આ મંત્રથી પાંચ ઘીની આહુતી આપવી,

ત્યાર પછી વેદીની ચારે દિશામાં જળનું સિંચન કરવું કારણ કે કીડીઆદિ જન્તુ અગ્નિ પાસે આવે નહિ નીચેના મંત્રો બોલીને જળાસિંચન કરવું.

ओं अदितेऽनुमन्यस्व॥ આમન્ત્રથી પૂર્વ દિશામાં જળ છાંટવું

ओं अनुमतेऽनुमन्यस्व ॥ " " પશ્ચિમ " "
ओं सरस्वत्यनुमन्यस्व ॥ " " ઉત્તર " "

गोभिल गृ०प्र०ख०३ । सू०१–३

ओं देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय। दिव्यो गन्धर्वः केतपूः केतन्नः पुनातु वाचस्पतिर्वाचं : स्वदतु ॥
य०अ०३०मं०१ ॥

આ મંત્રથી વેદીની ચારે તરફ પાણી છાંટવું. પાણી એટલું છાંટવું કે તે ઓળંગી કીડીઆદિ કંઈ અંદર–વેદીની પાસે–આવવા પામે નહી, તે પછી સ્રુવાને, અંગુષ્ઠ, મધ્યમા, અને અનામિકા એત્રણ અંગુલિઓથી પકડીને નીચેના મંત્રથી ઘીની આહુતિઓ આપવી,

ओं अग्नये स्वाहा। इदमग्नये इदन्नमम ॥આ મંત્રથી વેદી ૨ દિશા તરફ આહુતિ આપવી,

ओं सोमाय स्वाहा। इदं सोमाय–इदन्न मम ॥ गो गृ० प्र० १। ख८सू०२४ ॥

આ મંત્રથી વેદીની અંદર દક્ષિણ ભાગમાં આહુતી આપવી.

: प्रजापतये स्वाहा। इदंप्रजापतये–इदन्नमम ॥

आ इन्द्राय स्वाहा । इदमिन्द्राय-इदन्न-मम ॥

વેદીના મધ્ય ભાગમાં આપવી ત્યાર પછી નીચે લખેલા મંત્રોથી પ્રાતઃકાળ અને સાયંકાળ અગ્નિહોત્ર કરવો.

प्रातःकाल होमना मंत्रों—

ओं सूर्यो ज्योतिर्ज्योतिः सूर्यः स्वाहा ॥ ओं सूर्यो वर्च्चो ज्योतिर्वर्च्चः स्वाहा ॥ ओं ज्योतिः सूर्यः सूर्योज्योतिः स्वाहा ॥ ओं सजूर्देवेन सवित्रा सजूरुषसेन्द्रवत्या जुषाणःसूर्योवेतु स्वाहा ॥ ४

॥ सांयकाल होमना मंत्रो ॥

ओं अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहा ! ओं अग्निर्वर्च्चो ज्योतिर्वर्च्चः स्वाहा । ओं अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहा ॥ ६ ॥

આ છેલ્લા મંત્રનો મનમાં ઉચ્ચાર કરીને આહુતી આપવી.

ओं सजुर्देवेन सवित्रा सजूरात्र्येन्द्रवत्या जुषाणो अग्निर्वेतु स्वाहा ॥ ४य०अ०३मं१-१० ॥

નીચે લખેલા મંત્રોથી પ્રાતઃકાલ અને સાંયકાલ બંને હોમમાં આહુતી આપવી.

ओं भूरग्नये प्राणाय स्वाहा॥ इदमग्नये प्राणाय इदन्नमम ॥ १ ॥

ओं  ।यव्येऽपानाय स्वाहा । इदंवायव्येऽपानाय इदन्न मम ॥ २ ॥

ओं स्वरादित्याय व्यानाय स्वाहा॥ इदमादित्याय व्यानाय इदन्नमम ॥

ओं भुर्वः स्वराग्नवाय्वादित्येभ्यःप्राणापानव्यानेभ्यः स्वाहा॥ इदमग्नवाय्वादित्येभ्यः, प्राणापानव्यानेभ्यः इदन्नमम॥ ४ आपोज्योतिरसो ऽमृतं ब्रह्मभूर्भुवः स्वरे स्वाहा ॥५॥ ओं यां मेधां देवगणा पितरश्चोपासते तया मामद्य मेधयाऽग्ने मेधाविनं कुरू स्वाहा॥६॥ य०अ०३२ मं-१४॥ ओं विश्वानि देव सवितर्दुरितानि परासुव। यद्भद्रंतन्न आसुव स्वाहा ॥७ ॥य०अ०३०मं० ३ ॥ओं अग्ने नय सुपथाराये अस्मान्विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठान्ते नम उक्तिं विधेम स्वाहा ॥ ८ ॥ य०अ०४०मं-१६ ॥

આ આઠ મંત્રોથી આઠ આહુતી આપ્યા પછી નીચેનો મંત્ર ત્રણ વખત બોલીને ત્રણ આહુતી આપી ને યજ્ઞની પૂર્ણાહુતી કરવી,

। सर्वं वै पूर्णं स्वाहा ॥३॥

॥ इति अग्निहोत्राविधीः ॥

॥ तृतिय पितृयज्ञः ॥

અગ્નિહોત્ર વિધિ પૂર્ણ કીધા પછી ત્રીજો પિતૃ યજ્ઞ આવે છે. જીવિત માતા પિતાદિ વડિલોની યથાવત સેવા કરવી તેનું નામ પિતૃયજ્ઞ છે,

પિતૃયજ્ઞના બે ભેદ છે, (૧) શ્રાદ્ધ (૨) તર્પણ.

વિદ્યમાન દેવ, ઋષિ અને પિતૃઓ હોય તેમાં શ્રદ્ધાપૂર્વક સેવા કરવી તેને શ્રાધ કહે છે, અને તેમને જે કર્મોએ કરીને તૃપ્ત અર્થાત સંતોષ આપવો તેને તર્પણ કહે છે. શ્રાદ્ધાદિકર્મ જે વિદ્યમાન અર્થાત જે પ્રત્યક્ષ છે તેમાં ઘટે છે. મૃતકોમાં નહિ કેમકે મૃતકોની પ્રાપ્તિ અર્થાત તેમને જોવા એ દુર્લભ છે તેથી તેમની સેવા કોઈ પ્રકારે થઇ શકતી નથી. મૃતકોમાંનું નામ લઇ કોઇ પદાર્થ કોઇને આપવા તે મૃતકોને પહોંચતા મથી માટે તે પ્રમાણે કરવું તે સર્વથા અસંભવ છે, વેદમાંજે શ્રાદ્ધ તર્પણ કહ્યાં છે તે વિદ્યમાનના અભિપ્રાયથી કહ્યાં છે, સેવા કરવાને યોગ્ય અને સેવા કરવા વાળો એ બે પ્રત્યક્ષ થયા વિના સેવા કે કંઇકામ થઈ શકતું નથી. શ્રાદ્ધાદિ કર્મમાં સત્કાર કરવા યોગ્ય ત્રણ વર્ગ છે, (૧) દેવ (૨)

ઋષિ (૩) પિતર,

॥ अथ देव प्रमाणम् ॥

पुनन्तु मा देव जनाः पुनन्तु मनसा धियः ॥ पुनन्तु विश्वा भूतानि जातवेदः पुनीहि मा ॥ य० अ० १९ मं ३९ ॥

द्वयंवाऽइदं न तृतीय मस्ति । सत्यंचैवानृतं च सत्य मेव देवा अनृतं मनुष्या इदमहमनृतात्सत्यमुपमीति तन्मनुष्येभ्यो देवानुपैति ॥ स वै सत्यमेव वदेत् । एतद्ध वै देवाव्रतं चरन्ति यत्सत्यं तस्मात्ते यशो यशो ह भवति यएवं विद्वांत्सत्यवदति ॥ शत० कां० १ अ० १ ब्रा० १ कं ४—५ ॥

विद्वांसो हि देवाः ॥ शत० कां० ३ अ० ७ ब्रा० ६ क-१० ॥

भावार्थ

હે જાતવેદ પરમેશ્વર આપ સર્વ પ્રકારે મને પવિત્ર કરો જેનું ચિત્ત આપમાં છે, તથા જે આપની આજ્ઞા પાળે છે, તે વિદ્વાન-જ્ઞાની-પુરૂષ પોતાની વિદ્યાથી મને પવિત્ર કરો એ પ્રકારે આપનું આપેલું જે વિશેષ જ્ઞાન અને આપના વિષયનું ધ્યાન એવડે અમારી બુદ્ધિ પવિત્ર થાય સંસારના તમામ જીવો આપની કૃપાથી પવિત્ર અને આનંદયુક્ત થાઓ, બે લક્ષણોથી

મનુષ્યોની બે સંજ્ઞા થાય છે, અર્થાત દેવ અને મનુષ્ય તેનુ કારણુ સત્ય અને જુઠએ બે છે. જે સત્ય બોલનારા, સત્ય માનનારા અને સત્ય કર્મ કરવાવાળા છે, તે દેવ; અને જુઠું બોલનારા જુઠું માનનારા ને જુઠું કરનારા છે તે મનુષ્ય કહેવાય છે. જે જુઠથી દુર થઇ સત્યને પ્રાપ્ત થાય છે તે દેવ જાતિમાં ગણાય. છે અને જે સત્યથી દુર થઈ જુઠને પ્રાપ્ત થાયછે તે મનુષ્ય, અસુર ને રાક્ષસ કહેવાય છે. એ માટે સર્વ કાળમાં સત્ય કહેવું માનવું ને ચાલવું. સત્ય વ્રતનું આચરણ કરવાવાળા મનુષ્ય યશસ્વિઓમાં યશસ્વિ થવાથી દેવ ને તેથી ઉલટા અસુર ગણાય છે. માટે વિદ્વાન તેજ દેવ છે, અને તેનુંજ ગ્રહણ કરવું એ યોગ્ય છે.

॥ अथ ऋषिप्रमाणम् ॥

तं यज्ञं बर्हिषि प्रौक्षन् पुरुषं जातमग्रतः । तेन देवा अयजन्त साध्या ऋषयश्च ये ॥ य०अ०३१मं०९ ॥

अथ यदेवानु ब्रवीत। इति तेनर्षिभ्य ऋणं जायते तद्ध्येभ्य एतत्करो त्यृषीणां निधिगोप इति ह्यनूचानमाहुः ॥ शत कां०१अ०७कं०३ ॥

अथार्षेयं प्रवृणीते । ऋषिभ्यश्चैवैनमेतद्देवेभ्यश्च निवेदय त्ययं महावीर्यो यो यज्ञं प्रापदिति तस्मादार्षेयं प्रवृणीते ॥

शत०कां०१ प्रपा०३अं०४कं०३ ॥

ભાવાર્થ

સર્વ વિદ્યાને ભણીને ભણાવવું તે ઋષિકર્મ કહે-વાય છે તે ભણુવા ભણાવવાથી ઋષિ ઋણ થાય છે તે ઋણ મુક્ત કરવા માટે તેમને ઉત્તમ પદાર્થો આપવાથી નિવૃત્ થાય છે, અને જે તે ઋષિઓની ઉત્તમ સેવા કરે છે તે તેને સુખ આપવા વાળા થાય છે, એજ વ્યવહાર વિદ્યાકોષથી રક્ષા કરવાનછે,જે સર્વ વિદ્યાને ભણીને સર્વને ભણાવે છે. તે ઋષિ કહે-વાય છે, જે ભણીને ભણાવવા માટે વિધાર્થીઓનો સ્વીકાર કરવો એ ઋષિઓનો ધર્મ કહેવાય છે. જે આ કર્મ કરે છે તે ઋષિઓને-દેવોને માટે પ્રસન્ન કરવાવાળા પદાર્થોનું નિવેદન તથા સેવા કરે છે તે વિદ્વાન અતિ પરાક્રમી અને [illegible] જ્ઞાનવાન થાય છે માટે સ-ર્વથાએ ઋષિઓનો સત્કાર કરવો.

॥ अथ पितृ[illegible] ॥

ऊर्जं वहन्तीरमृतं घृतं पयः [illegible] परिस्रुत् ।
स्वधास्थ तर्प्पयत मे पितॄन् ॥ य० अ० २मं३४ ॥

ભાવાર્થ

પિતા અને સ્વામી પોતાના પુત્ર, પૌત્ર, સ્ત્રી ન નોકરોને સર્વ દિવસોને માટે આજ્ઞા આપીને કહે કે

પિતા, પિતામહાદિ, માતા, માતામહાદિ આચાર્ય અને આર્ય વિદ્વાન લોકો જે અવસ્થા અથવા જ્ઞાનમાં શ્રેષ્ઠ હોય તે સર્વના આત્માઓને યથા યોગ્ય સેવા કરી પ્રસન્ન કર્યા કરો, સેવા કરવાના પદાર્થ ઉત્તમજળ, અનેક રસ, ઘૃત, દૂધ, અનેક સંસ્કારોથી સિદ્ધ કરેલા રોગ નાશ કરવાવાળા ઉત્તમ અન્ન અને, ફળ ફળાદિ એ સર્વ પદાર્થોથી તેમની સેવા સદા કરતા રહો. કે જેથી તેમનો આત્મા પ્રસન્ન થઈ તમોને આશિર્વાદ દેતા રહે; તેથી તમો પણ સદા પ્રસન્ન ને સુખી રહી શકો. અર્થ,–હે પૂર્વોક્ત પિતૃલોકો તમે સર્વ અમારા અમૃતરૂપ પદાર્થોના ભોગોથી સદા સુખી રહો અને જેજે પદાર્થની આપને ઇચ્છા હોય તે તે અમો આપને પુરા પાડીએ તેની આજ્ઞા સદા કરતા રહો અમે લોકો મન, વચન ને કર્મથી આપને સુખ આપવા સ્થિત છીએ આપ કોઈ પ્રકારનું દુઃખ ન પામો. જેવીરાતે આપે બાલ્યાવસ્થામાં બ્રહ્મચર્યાશ્રમમાં અમોને સુખ આપ્યું છે, તેવી રીતે અમને પણ આપ લોકોનો પ્રતિઉપકાર કરવો આવશ્યક છે કે જેથી અમે કૃતઘ્ન દોષને પ્રાપ્ત ન થઈએ.

॥ अथ भूतयज्ञः ॥

ત્યાર બાદ ચોથો बलिवैश्वदेव અર્થાત્ भूतयज्ञ કરવો.

નીચે લખેલા દશ મંત્રોમાંથી દરરોજ જમવા માટે જે રસોઇ તૈયાર થાય તેમાં લવણ સિવાયની રસોઇ એક થાળમાં લઇ તેમાં ઘી નાખી દશ આહુત અગ્નિમાં આપવી,

ओं अग्नये स्वाहा॥ ओं सोमाय स्वाहा ॥ ओं अग्नि षोमाभ्यां स्वाहा ॥ ओं विश्वेभ्यो देवेभ्यः स्वाहा ॥ ओं धनवन्तरये स्वाहा ॥ ओं कुहै्वै स्वाहा ॥ ओंअनुमत्यै स्वाहा॥ ओं प्रजापतये स्वाहा ओंसह द्यावापृथिवीभ्यां स्वाहा ॥ ओं स्विष्टकृते स्वाहा ॥

ત્યાર પછી નીચે લખેલા મંત્રથી બલિદાન કરવું એક થાળીમાં જુદી જુદી—

દિશાઓમાં તૈયાર થયેલી રસોઇમાંથી ભાગ મૂકવા, તે વખતે કોઇ અતિથિ આવે તો તેમને તે જમાડી દેવું, અથવા કોઈ ન આવે તો અગ્નિમાં નાખી દેવું, (અતિથિની દરરોજ [illegible] રાહ જોવી. કોઇ યોગ્ય અતિથિ આવે તો ઠીક નહિતો અગ્નિમાં નાખી દેવું.

ओं सानुगायेन्द्राय नमः॥ આ મંત્રથી પૂર્વમાં ભાગ રાખવો
ओं सानुगाययमाय नमः॥ " " દક્ષિણમાં " "
ओं सानुगाय वरुणाय नमः॥ " " પશ્ચિમમાં " "

ओं सानुगाय सौमाय नमः॥ " " ઉત્તરમાં " "

ओं मरुद्भ्या नमः આ મંત્રથી દ્વાર નિમિત્ત,

आ अद्भ्यो नमः " " જળ "

आ वनस्पतिभ्यों नमः " " સાંબેલું ને ખાંયણીઆ "

ओं श्रीयै नमः " " ઈશાન દિશા નિમિત્ત

ओं भद्रकाल्यै नमः " " નૈઋત્ય " "

ओं ब्रह्मपतये नमः । ओं वास्तुपतये नमः । આ મંત્રથી મધ્ય બાજુ નિમિત્ત.

ओं विश्वेभ्यो देवेभ्यो नमः ॥ ओं दिवाचरेभ्यो भूतेभ्योनमः॥ ओं नक्तं चारिभ्यो भूतेभ्यो नमः ॥ આ મંત્રથી ઉત્તર દિશા નિ ॥ ओं सर्वात्म भूतये नमः ॥ આ મંત્ર-થી ૧૫ ओं पितृभ्यः स्वधाविभ्यः स्वधा नमः આ મંત્રથી દક્ષિણ દિશા નિમિત્ત

આ પ્રમાણે ઉપર લખ્યા પ્રમાણે બલિઓ વાસ્તુ કાઢી યથાયોગ્ય ઉપયોગ કરવો. પશ્ચાત્ નીચેના શ્લોક બોલી છ ભાગ મીઠું નાખી પકાવેલા અન્નમાંથી જુદા કહાડવા,

ओं शुनांष पतितानां चश्वपचां पापरोगिणाम् ।वायसानां कृमीणांच शनकैर्निर्वपेद्भुवि ॥ मनु०अ० ३श्लो० १२॥

અર્થ—કુતરાં, પતિત. ચાંડાલ, પાપરોગી, કાગડો અને કૃમિકિટાદિ એ છ ના નામના છ ભાગ કાઢી જેને તેને આપવા,

॥ इति बलिवश्वदेव विधिः ॥

॥ अथ आतीथि यज्ञः ॥ ५ ॥

ओ तद्यस्यैवं विद्वान् व्रात्योऽतिथि गृहानागच्छेत् ॥१॥
आ स्वयमेनमभ्युदेत्य ब्रूयाद् व्रात्य क्वाऽवात्सीर्व्रात्योदकं
व्रात्य तर्पयन्तु व्रात्य यथा ते प्रियं तथास्तु व्रात्य यथा
त वशस्तथास्तु व्रात्य यथा ते निकामस्तथास्त्विति ॥१॥
अथ कां० १५ अनु० २ ११मं० ॥ २ ॥

પૂર્ણ વિદ્વાન, ધાર્મિક. પરોપકારી. સત્યોપદેશક. પક્ષપાત રહિત, શાન્ત, સર્વહિતકારક. વિદ્વાન જયારે જયારે ઘેર આવે વા તેડી લાવીએ ત્યારે ત્યારે તેમની અન્નાદિથી પૂર્ણ સેવા કરી સંતોષ આપી તેમને ઉત્તમ આસન ઉપર બેસાડી પ્રણામ કરી અતિ નમ્ર બની જીજ્ઞાસુ વૃત્તિથી પ્રશ્નો પુછવા અર્થાત્ તેમની પાસે જે ઉત્તમ જ્ઞાન છે તેનો આપણે પૂર્ણ લાભ લેવો. એ પ્રમાણે વિદ્વાનોની સેવા કરી તેમની પાસેથી જ્ઞાનામૃતનું પાન કરવું તેને અતિથિયજ્ઞ કહેછે. આ પ્રમાણે પંચ મહાયજ્ઞો દરેક ગ્રહસ્થોએ પ્રતિદિન કર્યા કરવા.

॥ इति नित्यकर्म विधिः समाप्तः ॥

આ પ્રમાણે નિત્યકર્મ વિધિ પુરી કર્યા પછી નીચે પ્રમાણે શાન્તિ પાઠનો મંત્ર બોલી કાર્ય પૂર્ણ કરવું.

ओ३म् द्यौः शान्तिरन्तरिक्षꣳ शान्तिःपृथिवी शान्तिरापः शान्ति रोषधयः शान्तिः । वनस्पतयः शान्ति विंश्वेदेवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्वꣳ शान्तिःशान्ति रेव शान्तिः सा मा शान्तिरधि ॥ओं शान्तिः३ ॥ य० ३६। १७ ॥

અર્થ—હે સર્વ દુઃખની શાન્તિ કરનાર. આસપાસનું આકાશ સર્વ લોકોને માટે સર્વદા શાન્ત (નિરૂપદ્રવ) સુખકારક કરો. અન્તરિક્ષ અર્થાત્ મધ્ય લોકકે જેમાં વાયુ આદિ પદાર્થ. પૃથિવી, પૃથિવીસ્થ પદાર્થ, જળ, જલસ્થ પદાર્થ, ઔષધિ વનસ્પતિ, જગતના સઘળા વિદ્વાનો તથા વિશ્વદ્યોતક વેદમંત્ર, ઇંદ્રિય, સૂર્યાદિ. તેનાં કિરણ, બ્રહ્મ પરમાત્મા, તથા વેદશાસ્ત્ર અને સ્થૂળ તથા સૂક્ષ્મ સઘળુ જગત આ બધું. અમારા માટે હે સર્વ શક્તિમાન પરમાત્મા આપની કૃપાથી શાન્ત (નિરૂપદ્રવ) સુખદાયક થાઓ. મને પણ શાન્તિ પ્રાપ્ત કરાવો જેથી હું પણ આપની કૃપાથી દુષ્ટ ક્રોધાદિ ઉપદ્રવ રહિત થાઉં તથા આખા સંસારના જીવો પણ દુષ્ટ ક્રોધાદિ ઉપદ્રવોથી રહિત થાય.

॥ इति ओ३म्

ओ३म्

## આર્યસમાજના મુખ્ય દશ નિયમો:-

(૧) સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ, વિદ્યાથી જાણવામાં આવે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

(૨) ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, સર્વ શકિતમાન, ન્યાયકારી દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, અન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય પવિત્રઃ અને સૃષ્ટિ કર્તા છે. માટે એનીજ પ્રાર્થના કરવી યોગ્ય છે.

(૩) વેદ સર્વ વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું એ સર્વ આર્યોનો પરમ ધ…

(૪) સત્યનું ગ્રહણ કરવા અને અસત્યનું ગ્રહણ ન કરવામાં સર્વદા ઉદ્યત રહેવું.

(૫) સર્વ કામ ધર્માનુસાર અર્થાત સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં.

(૬) સંસારનો ઉપકાર કરવો એ આ સભા—સમાજનો મુખ્ય ઉદ્દેશ છે અર્થાત શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી.

(૭) સર્વસાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

(૮) અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

પાછળ જુઓ

(૯) પ્રત્યેક જણે પોતાની ઉન્નતિમાં સંતુષ્ટ રહેવું ન જોઇએ, પરંતુ સર્વની ઉન્નતિમાંજ પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

(૧૦) સર્વ મનુષ્યોએ સામાજીક: સર્વ હિતકારી નિયમો પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પ્રત્યેક હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.



અમદાવાદ આર્ય સમાજમાં વેચાતું.

પુસ્તકોનું સુચીપત્ર--॥

| | | |
|---|---|---|
| સત્યાર્થ પ્રકાશ-ગુજરાતી | તથા | હિંદી. |
| સંસ્કાર વિધિ | " | " |
| ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા | " | " |
| મનુસ્મૃતિ | " | " |
| ભ્રમનાશક | " | " |
| સ્વર્ગમાં સબજેક્ટ કમિટિ | " | |
| " મહાસભા | " | |
| ગોકરૂણા નિધિ | | " |

આ સિવાય ઋષિ દયાનંદ કૃત તેમજ અન્ય મહાત્માઓ કૃત અનેક જાતનાં પુસ્તકો ઘણી સસ્તી કિંમતે મળશે. વધુ હકીકત માટે અમારી પાસેથી સુચીપત્ર મંગાવો.